મનસુખી મનાજાત અને અરજ ગુજારી
અરજ ગુજારી

૫૩૫

# નસુખી મનાજાત અને અરજ ગુજારી.

યાને

## ગુજરાતી ભાશાનાં ખેતો.

અને

## બીજી કવીતામાં,

"મનસુખ"ની કલંમથી લખાએલી, પાક ખોદા-
તાલાની જનાબમાં ગુજરવાની અરજો—
અથવા પહડવાની મનાજાતો,—તેમજ
બીજી બાબતો.

આંક બીજો.



મુંબઈ,
નેયન પ્રેસમાં ન્હાનાભાઈ રૂસતમજી રાણીનાએ છાપીછે.

અક્ટોબર ૧૮૭૧.

કીમત રૂ૦૧

# ખબર.

---

આએ મુજબનાં ચોપાંનીઆંના બીજા આંકો હવે પછે દર
મહીને એક અથવા બે છપાઈ બાહેંર પડતા રેહસે—
અને જેવી કીસમની બાબતો પેહલલા તથા
બીજા આંકમાં છપાઇછે તેવીજ બાબતો ઉપ
બીજી બાબતોબી દાખેલ કરી બને
તેમ આએ ચોપાંનીઉં ઉપીઓગી
અને વાંચવા લાએકનું
કરીઆમાં આવશે.

---

દરએક ચોપાંનીઆંની કીમત રૂ૦ા લીધામાં આવશે.

---


કોટમાં મોટાં દેવલ આગલ યુનિયન પ્રેસમાંથી મલશે.

---

(Registered under Act XXV. of 1867.)

# મનસુખી મનાજાત અને અરજ ગુજારી.



## આંક બીજો.

### ના૦ ૧૪.

મનાજાત.



(બેતો.)

અે ભલાં દીલના ભોમીઆ! અે બદના નેઆધીસ!
અે દુખેઆંના દાતા! અે દાદના અજીજ!
અે હીંમતના કેબલા! અે અકલે અવલ!
અે હાજતમંદના કાજી! અે નીરબલનાં બલ!
બલ ચાહુંચ હું તુંથી, તું બલ આપ મહને,
રાજી થસ હું તુંથી થોડે ઈઆ ઘણે.
દઅેઆની નજરથી જો આ દીલનો બાગ,
કે છે તાંહાંના ગુલોપર શી રીતના ડાહગ.
જોઅે કોણ અે ડાહગો તું ડાકટર વગર?
ધોઅે તેમને કોણ તાંહાં તું દાદાર વગર?
કીઅો માલી સમજે ખુદ જડ—મુલની વાત?
હાજત જોગું ખાત—જલ આપે કોણનો હાત?

સુકતા—મરતા રોપો સાચવે કીઓ નર?
કોણ પાસે જાઊં—કોણને પુછું હુંનર?
ન સંમજે કોઈ દુખડું—ન સંમજે સબબ,
ન સંમજે કોઈ વઈદું—ન સંમજે કસબ.
વાસતે એ **ખોદા**—એ **ખાલેક** કવી,
મીટાડ દુખડાં કુલ રેહમનું જલ વરસાવી.
થંડકના મલંમથી બુજાવ બલતા ગાહ,
રૂજાવ વેહતા જખંમની રસીદાર રાહ.
કરતુક તરફ નહી–પણ મુજ હાલતપર જો,
માહારી તરફ નહી–પણ ખુદ મરવતપર જો.
બંદો હું મીસકીન–ગુનાહમાં નાંચાર,
નાંચારને તું વગર કોણ પાડે પાર?
ખફગીનાં દીલની દાંમંન ખાલી કર,
નેગાહકર મુજ કરતુકનીજ જંજાલીપર.
મુંક મોહબતની જાંમ આ ખાલી હાતમાં,
બેહોશ કરી પોંચાડ ખુદ નીજાતમાં.
ભાગ્યેગવંતો તે જે પીએ એ શરાબ,
સુખી તે જે ભોગવે તેની કેફમાં ખાબ.
કુલ ખાબોમાં એજ રીતનો ખાબછે હલાલ,
બાકી બીજા ખાબના "**મંનસુખ**" છે જંજાલ.



## ના૦ ૧૫.




(દોહરાની ઢપમાં પઢઢવું.)

ગંમ તાહરી નેક મોહબતનો, છે ખુશીનું ખુદ મુલ,
બંદગી તુજ દરગાહપરની છે રાહતનો ગંજ અમુલ.
ઈઆદ તાહરાં હેસાંનોની—માં ભરીચ એવી અસર,
કે આજાદ થાએચ કુલ હીણાઓ ને ઊંચ થાયછે કુલ નીચાં સર.
ખાસ તાહરા બંદાને હાં—છે એકજ ચીજ ખુબ પસંદ,
કે રાત દીન તાહરીજ નઈઅતનો બાંધેચ દીલપર બંદ.
ફારેગ રેહેચ કુલ જગથી તે, ને ફારેગ જાવેદાંન,
ન છુપું કે ન જાહેર રેહે, તે ઉપર*બંધાન.
જોએછે તે હર પલ તુને—ને તુંજ તેહને તાંહાં જોએ,
એજ બનાવ પુર રાંનતોરા ભરે કે બંદા **રબ** પર મોએ.
વાસતે એ રેહેમતમંદ **રબ**—રેહેમ કર મુજ પર ખાસ!
કે નેક મારગ પર ચાલી હું, પામું ભવની આસ.
ભમેંચ જો તુજ દરગાહ પર—આ તકશીર ભરેઓ જાંન,
કીરપાથી કબુલ તેહને, ને આપ ઠરવાનું મકાંન.
દરદી જાંણી દાદ લે તું—કે દાતારછે તુંજ એક,
તું જેવા **દાતાર** વીનાં-કાંહાં સોધું કોઈ બીજો નેક?
કાંહાં જાંઊં હું કોણને પુછું—ભરંમ—શરંમની વાત?
છે જગના ભેદનો ભંડાર તું તો તુંજ રાખ માહરી લાજ.
લાજ—કાજ—કરંમ—કીરતી, રીત—રસમ—રસ—કશ,
*સાચવી—જાલવી રાખે તું તોજ ફાંની "**મંનસુખ**" ટકે બસ.



## ના૦ ૧૯.



### મનાજાત.

(દોહરાની ઢપમાં પહુઢવું.)

બધી ચીજમાં તુંછે એ ખોદા! છે હર જગે હાજર,
પણ નહી દેખાએ—ન સંમજાએ તું, એજ કરાંમતછે સજર.
આ રંગીન—ઊંચો—ગુંબજ ગોલ, ફરેછે રાત ને દીન,
તુજ મોહબત ખુદ હઈએ ધરી, હર પલ રેહેચ આધીન.
શાહા—સુબા—ફરેશતા કુલ, ના જીવની ગરદંનપર,
તોક પરીચ તુંજ હેસાંમની, તો નહી ફેરવે કોઈ સર.
ધરાવેચ કુલ જીવડાના દીલ તાહરાજ શોકના ડાહગ,
સગ પેરે આ મીસકીન પરાંણને આપજે ખુદ વફાઈમાં થાગ.
તુજ હેસાંનની દરબારમાં જે વફાઈ કરે કંમ,
બદબખતી તેનો શાથી થાએ ને બુરાઈ જોએ હરદંમ.
જો રાહનુમા થાએ ભાએગ માહરૂં, તો પામું દીલની આસ,
તુજ તરફ મુજ દીલનો પેઆર—થાએ માહરી હાં રોજી ખાસ.
તુજ તરફના પેઆર સીવા, જો દીલ માહરૂં રેહે બેકાર,
તો જીંદગી માહરી વેરથ જાએ—ને જીવપર રેહ ગુનાહનો ભાર.
વાસતે તાહરીજ મોહબતની—મુજ હાત તલવાર આપ,
કે આ "**મંનસુખી**" હાલમાં રહી, કાપું મંનનાં નજીસ પાપ.



## નાૅ ૧૭.




(દોહરાની ઢપમાં પહઢવું.)

એ જાંણ-અજાંણના સાથી ભલા, એ ભુલેઆના રાહબર!
છે તુજ વરે કુલ હશાતી આ, નીસતીછે તું વગર.
તુજ નુરની નેક રોશનીથી, રોશંન કર આ આંખ,
ખાસ મોહબતના પરતાબથી, મીટાડ દીલની જાંહાંખ.
"જેમ બદંનના સંબંધમાંછે, અંનદીઠ-નીરમલ જાન,
જેમ દીલના ભાગની નજદીકમાં, જીવનુંછે રેહેઠાંણ,
તે કરતાં વધુ નજદીક-તુંછે નેક દાદાર—
તોબી વેહેમ—વીચારોની, હદથીછે તું બાહાર."
જો દુર થાએ મુજથી કુલ આલમ, જો દુર થાએ ખેશી ખાસ,
પણ બસછે મહને તુજ રબની, નજદીકીની આસ.
દુર હોએ ઇચ્આ નજદીકીમાં, આ દુનીઆંનાં કુલ જાંન,
પણ તુજ હેસાંનનાં બીસતરાપર, જમેચ સઉ ચોકસાન.
અભાગી, દુખી તે જીવડો જે, તુંથી રેહે અતરંગ.
તંન-"મંનસુખ" તે તે ભોગવે, જેને દીલ તુજ મેહેરનો રંગ.



## ના૦ ૧૮.

### અરદીબેશતના પરબ વીશે.

( બેત. )

છે જરતોશતી દીન જગમાં સઉ કરતાં બેશ,
આજ અરદીબેશ મહીનોને રોજ અરદીબેશ.
એ દીવસ ભલી દીનમાં ગણાંએચ પરબ,
દીનદાર લોકો પુંજેચ ખરા દીલથી રબ.
આતશ રાખેચ સંનમુખ ઝલેદાર તમાંમ,
યાદ કરેચ નબીને ઇજદના નાંમ.
તંન પાક ને મંન પાકથી વીચારેંચ પાક,
ભુંડાં દીલના કાફરના મોહોંપર રેહેચ ખાક.
રોશંન રૂખ તેનું જેના દીલમાં છે સત,
સીહા બખત તે જે બેદીન ને અપટ.
નુરી જીવડા તેનો જે નુરપર પસંદ,
નરખનો તે કીડા જાંહાં અંધકારની ધંદ.
ભણેલાઓજ ભણેચ-ભલાઈ ના કલાંમ,
કેબલેગાહમાં કરેચ નમશકાર તમાંમ.
આતશવેહરાંમ ગણાંએચ ખરી કેબલેગાહ,
બંદગીના મુકાંમની તે ખાલેસછે રાહ.
અસોઇથી—સફાઇથી જે ઇછે તાંહાં દાદ,
પાંમે પલમાં રબથી તે મંનની મોરાદ.
અંજુમંનપર થાએ તે અજીજને આલા,
પાંમે પેલી જગમાં સુખ—સંપજ બાલા.
વધુ સખુંન શું કેહું હું સીખાંમંણ દાર,
ભલો "મંનશુખ" તે જેનો દીનપર ઇતબાર.

## ના૦ ૧૯.

## પારશીઓને અરજ.



("સુનીઓ સજંન તુમસે મેરા એ પેગાંમ હે." એ વર્જનપર ગાવું.)

### ( ગજલ. )

સાંભલો પારસી તમને મારો, આ પેગામછે,
કે સત દીલ વીનાં દીનમાં રેવું, બીલકુલ હરામછે,
સાંભલો પારસી તમને મારો, આ પેગામછે,
કે રાસતી વીનાં ચાલવા બીન, જીંદગી હરામછે.

પાપથી ડરી રાત દીન પહરી, રબની કરવી સેવારે,
એ સેવામાંજ એ ભાઇઓ, બેહુ જગનો આરાંમછે,
સાંભલો પારસી તમને મારો, આ પેગાંમછે,
કે કાફરદીલ નરનાં સરપર, લઆંનતનો બદ ડાહાંમછે.

નેકી સીવા કરવી તરક, નાંલાએક રસંમને,
દીન રીત મુંકી ક રીત કરવી, એ બહુ બુરૂં તે કામછે,
સાંભલો પારસી તંમને મારો, આ પેગાંમછે,
કે બેઇમાંની નરનું મોહોડું સદાનું સીહા ફાંમછે.

નીરમલ મને નરમાઇથી બજાવવાં દીનનાં ફરમાંન,
હોટે સફાઈ દીલે જુઠાઈ, માં ગુનાહઓ તમામછે,
સાંભલો પારસી તમને મારો, આ પેગાંમછે
કે દીનનાં કામની ઠગાઇમાં, બીન માફીની બાંમછે.

કેઆંન રીત તજી અધરંમ કરી, દીનદારનો પેહેરવો લેબાસ,*
તે છે જેમ સીહા કાગ—પીછ ઓશી મોર નામ લે,
સાંભલો પારસી તમને મારો, આ પેગાંમછે,'
બીન એકીને જગમાં જીવવું માહા પાપીનું કામછે.

સ કાંમ કરવું રબથીજ ડરવું, સવરગનીજ ધરવી ઉંમેદ,
એ ગીતના ગુણમાંજ એ ભાઇ "મંનસુખો" તમાંમછે,
સાંભલો પારસી તમને મારો આ પેગામછે,
કે ભલી દીનનાં નબી ઉપર, ખલકની સલાંમછે.



## ના૦ ૨૦.

## આએ ફ્રાંના જીંદગાની વોશે.



આગલા જમાંનાંના તથા હાલના જમાંનાંના મલી કુલે ૩૮) આડતીસ અંગરેજી ભાશાના શાએરો અથવા કવીઓનાં જુદાં જુદાં ૩૮) પુસતકો મધેથી ૩૮) મીસરાઓ એક વીદીઆરથીએ એક વરશ શુધી મેહનત કરીને ચુંટી કાહાડેઆ હતા; અને તે ચુંટી કાહાડવા પછવાડેની તેની મેહનત એવીતો તારીફ લાએક જણાંએછે કે તે દરએક શાએરનો દરએક મીશરો અથવા "લાઈન" પેતના વજંનમાં તેમજ અરથની એબારતમાં બરોબર ગોઠવાઈ સકાએઓછે.

* "કેઆન રીત"—ઇઆને કેઆંની પારશીઓની અસલી મોટા સવાબની અને ધરમીપણાંની રીત તજી દઇને આડે રશતે ચાલવું તે લાએક નથી.

દરએક લાઈનની પરોશમાં તેના અશલ લખનાર શાએરનુ નાંમ અંગરેજી ભાશામાંજ અતરે જાહેર કીધેલું દાંનાવ વાંચનારાઓના જોએઆમાં આવશે, અને એ દરએક અંગરેજી શાએરની દરએક લાઈનનો ગુજરાતી ભાશાના બેતમાં તરજુંમો કરી હમારા વાંચનારાઓની નજર હજુર આજે મુકેઓછે તેમાં તે મરણ પાંમેલા આગલા તેમજ હાલના જીવતા શાએરોની શેવા બજાવામાં અથવા તેઓના કીમતી શખુંનોને બનતો અને શરવે પાંતીનો ઘટતો ઈનશાફ આપવામાં હમોએ કશુર રાખી નથી એવું ખરા કદરદાંન વાંચનારાઓ કબુલ રાખવાને અચકાશે નહી. બેતની તાલ અને તોર મેલવેલી રાખવાને ખાતર બાજી જગોએ શબદી અરથમાં ફેર રાખવો પડેઓછે, તોબી અશલ લખનાર શાએરની ખરી મતલબને વલગી રેહેવાની કોશેશ કરેઆમાં આવીછે. એ તરજુંમાના બેતો શાથે અશલ બેતોનો મુકાબલો કરવાને શેહેલથી બની શકે એવું વીચારી પેલા ૩૮ શાએરોના અશલ અંગરેજી બેતોબી ચહડતા ઉતરતા નંમબરો શાથે અતરે ટાંકી દેખાડવાની રજા લીજીએ છઈએ:—

LIFE.

1—Why all this toil for triumphs of an hour?
2—Life's a short summer, man a flower.
3—By turns we catch the vital breath and die—
4—The cradle and the tomb, alas! so nigh.
5—To be, is better far than not to be,
6—Though all man's life may seem a tragedy;
7—But light cares speak when mighty griefs are dumb,
8—The bottom is but shallow whence they come.
9—Your fate is but the common fate of all;
10—Unmingled joys here to no man befall,

11—Nature to each allots his proper sphere;
12—Fortune makes folly her peculiar care;
13—Custom does often reason over rule,
14—And throw a cruel sun shine on a fool.
15—Live well; how long or short, permit to Heaven;
16—They who forgive most shall be most forgiven.
17—Sin may be clasped so close that we cannot see its face—
18—Vile intercourse where virtue has no place.
19—Then keep each passion down, however dear;
20—Thou pendulum betwixt a smile and tear.
21—Her sensual snares, let faithless pleasures lay,
22—With craft and skill, to ruin and betray;
23—Soar not too high to fall, but stoop to raise.
24—We masters grow of all that we despise.
25—O, then, renounce that impious self-esteem.
26—Riches have wings, and grandeur is a dream.
27—Think not ambition wise because 'tis brave,
28—The paths of glory lead but to the grave,
29—What is ambition?—'tis a glorious cheat!—
30—Only destructive to the brave and great.
31—What's all the gaudy glitter of a crown?
32—The way to bliss lies not on beds of down.
33—How long we live, not years but actions tell;
34—That man lives twice who lives the first life well,
35—Make, then, while yet we may, your God your friend,
36—Whom Christians worship, yet not comprehend.
37—The trust that's given guard, and to yourself be just;
38—For, live we how we can, yet die we must.

---

(ઉપલા અંગરેજી બેતોનો ગુજરાતી બેતોમાં તરજુમો.)

એક કલાક સારૂ શું કરવા આ સઘલો રંજ,–Young.
હુનાલોછે જીંદગી—ઇનસાંન ફુલનો ગંજ.–Dr. Johnson.
વારા ફરતી જીવીને મરીએચ સદા,——Pope.
છે પારણાંને ઘોરની નજદીકજ જગા.——Prior.
મરવા કરતાં જીવવુંછે અતીસ બેહતર,—Sewel.
જોકે જીંદગીછે ગોએઆ સંકટનુ ઘર.——Spencer.

મોટા ગંમ છુપાવ્યેચ તેઆરે નાંધલા બોલેચ,-Daniell.
તલીઉ છાલકું તેથી તેઓ બાહેર પડેચ.-Sir W. Raleigh.
જેવું તાહરૂં ભૈવીસ તેમ સઘલાનું જાંણુ,– Longfellow.
વગર ગંમની ખુશીદાર નથી કોઈ જાન.—Southwell.
કુદરત આપેચ દરએકને પોતા જોગું,——Congreve.
પઈસો કરેચ પાપી કાંમ વધુ-ઓચ્છું.——Churchill.
જીહીત મેલવેચ રેવાજ અકલી કાંમપર,—Rochester.
ને ફુગાવ્યેચ તેની ગુમરાહીથી બદ મુરખ નર.-Armstrong.
મેલવ તું ભલાઇ કરી વઈકુંઠની રાહ,——Milton.
બખશેશ કરનાર પાંમેચ બખશેશનીજ પનાહ.-Bailey.
પાપ એટલું દાખીએ કે દેખીએ નહી તે,—Trench.
નજીસ કાંમ હેવું જાંહાં નેકી નહી ટકે.-—Somerville.
દાબજે ગમે એટલાખી વાહલો હવસ,-——Thomson.
છે ગંમને ખુશી વચે તું એક લોલક.-——Byron.
બદ મોજ બીછાવેચ મજાહની બદ જાલ,—Smollett.
દગાને કલાથી તે કરેચ કંગાલ.— ——Crabbe.
ઊંચો નહી પણ નીચ થા, ઊંચકવાને કાજ,-Massinger.
જે ચીજ હીણીએચ તેનાજ થઇએચ સરફરાજ.-Cowley.
ધીકારૂં છઊં તેથી હું ખુદ અસતુતી,——-Beattie.
દોલતછે પાંખદાર ને દમાંમ ખાખી.——-Cowper.
લોભછે બાહદુર-તેથી ડાહેઓ ના જાંણુ,-Sir W.Davenent.
કીરતીનીજ રાહમાંછે ગોહરનું મકાંન.———Gray.
લોભછે ખરેખર બહુ મોટો ફરેબ !——Willis.
મોટાઓને બાહદુરોજ થાએચ તેથી ગેબ.—Addison.

તખ્ત-તાજનો જહલકાટ નથી પાએદાર,—Drydon.
નરંમ સેજપર નથી ખુદ સુખનો આધાર.-F. Quarles.
જીવવું નથી વએપર પણ કરણીપરછે,——Watkins.
અવલનાં શુભ કાંમપર પાછલું જીવતરછે.—Herrick.
વાસતે કર બને તેમ તું રબ ને મીતર,——W. Mason.
પુંજેચ જેને "કરીસટી" પણ કુલ બેખબર.-Hill.
તે ઈમાંન ખુદ સંભાલી, રેહે ઈમાનદાર,—Dana.
છે જીવવું ગમે તેમ, પણ મરવું પાએદાર.-Shakspear.

## ના૦ ૨૧.

### દોખમાઓની જગાના દેખાવપરથી ઉપજતા વીચારો.

### (દોહરાની છપમાં વાંચવું.)

એ જલ-થલના કીરતાર ભલા, આ સી રીતનોછે દેખાવ!
કે જેમ જેમ જોઉચ આ ડુંગરપર, તેમ તાજા થાએચ આ દીલના ઘાવ.
ન કોઈ બોલે ન બબરે કોઈ, પણ દુખાએચ માહરા કાંન,
સંમસાનછે હાં ચો તરફ, પણ ધુજેચ માહારો જાંન.
ખીલીઊંચ બોજલું પહરોઢીઊં, ને નથી કંઈ કાલાસ-
ઉગતો શુરીઅ પીડે તપેચ, પણ નહી દીસતી હાં મંનની આસ.
કાંહાં સોધું, કાંહાં દોડું હું? ને કોણને પુછું વાત?
ખાલી-ખાલી સઉ દીસેચ, ને મંનમાં થાએચ ઘભરાટ.
આ ઉજડ પાહડ આ શુકાં જાહાડ, આ ભંડાર પોકલ કુલ,
નહી દેખાડતાં નાંમ-નીશાંન, તો કાંહાં ગીઆ જીવો અમુલ?
લાખ દર લાખ ઘસડાઈ આએઆ, પરેઆ કોટ દર કોટ,
પણ નહી દીસતું ન મલતું કોઈ, ન હીલવતું કોઈ હોટ.

આ ફરવરદીનરોજ, ફરવરદીન માહ, માં આએઓચ ફરવરદીઆંન,
કે તંન મંનથી કંઈ સેવા કરી, આરાધું ગએલાં રવાંન.
નરમીથી નમશકાર ભણી, કરૂં દાદારને ઈઆદ,
કે બખશેશનો હાત લાંબો કરી, લએ “મંનસુખ” ની દાદ.



## નો૦ ૨૨.

(દોખમા મધેનાં મોટાં માએ કહેલા સખુનો.)



૫૬.

કાં બેઠોચ એ ગેઆંની તું અતરે–કાંએ બેઠો છે રડતો રે ?* ટેક.

“ઓહ ના તું હાલો અવસર તાહરો–કે પાછો નહી તુને મલશે રે,
મરણ ભમે છે માથા ઉપર–તે ઝટ આવી તુને ધરશે રે.
(કાં બેઠોચ એ ગેઆંની તું અતરે)
“જેની ચાલે ધરથી ધ્રુજતી–ને જલ આકશે ભરતા રે,
જેની ફુકથી પરવતો ફાટતા–તે નર દીઠાચ મેં મરતા રે.”
(કાં બેઠોચ એ ગેઆંની તું અતરે)
સમજણ નથી તો સમજાંશ કેહાંથી–કે લોભે સઉને વાહેઆ રે,
અવલા–સવલા બંધોથી બાંધેઆ–ખુદ હાતેજ બંધાએઆ રે.
(કાં બેઠોચ એ ગેઆંની તું અતરે)
કેહો ભઈ હવે શું કેહું તમને–કે મોટું તમારૂં ગેઆંન રે,
પણ તકદીર આગલ કંઈ નહી શુજે–અપટ–આકેલ એકસાન રે.
(કાં બેઠોચ એ ગેઆંની તું અતરે)

* “ પા લાગું હાત જોરી રબાજી, મેહર કરજે તું તાહરી રે” એ પદના વર્જન અથવા રાગમાં ગાવું.

ધાંમેઆ તે તો ધુલમાં મલેઆ–હાતમાં નહી એક કોડી રે,
ખાલી હતે ખાલી જાવુંચ–તો શું કામ આએ દોડા–દોડી રે.
(કાં ખેડોચ એ ગેઆંની તું અતરે)
હાતમાંનો જર માલ હારી બેઠા–ઊંધાંજ કામ સઉ કીધાં રે,
શુખનું અંમરત ઢોલી દઇને–દુખનાં જેહર કુલ પીધાં રે.
(કાં ખેડોચ એ ગેઆંની તું અતરે)
સીખામણ સાંભલો "મંનસુખ"મોહથી–ને માનજો સરવે કોઇ રે,
લાભ કરશે જે લાભ કમાવા–તે બેરાશે મુંડી ખોઇ રે."

## નાo ૨૩.

ઉપલી બીનાં વીશે દોખમાં મધેના મોટાં માએને
"ગેઆંનીએ" આપેલો જવાબ.

બેતો.

આવાજ તાહરો સાંભલી એ બાંનુ ભલી,
આંનંદ મહને ઉપજી–ટલીચ જંજાલી.
કરૂંચ હું નમશકાર તુને વારંમ વાર,
માંનુચ તાહરી નસીહતનો દીલથી આભાર.
સતવંતી નાર ને–સદગુરૂનાં સંગ,
થી નીપજે છે ફાએદા અનેક રંગા રંગ.
અનુભવનુ દાંન ગણાએચ સદા સરસ,
પરનુ દુખ ટાલવામાંજ માહપુનછે બસ.

---

શુરીઅનુ તેજ ખીલવેચ જેમ સુગંદી ફુલ,
તેમ એ બાંનુ કુલ તાહરા સખુંન બેમુલ,

થી પાંમસે કુલ મુરખના મનો પરકાશ,
ભુંડાઈ તજી—પકડસે નેકીનેજ ખાસ.
દરીઆનોજ શમુદર છે ખુદ તાહરૂં દીલ,
અકલનુ ગહુઅર છે તુમાં બહુ અસીલ.
ટાલેઆંતાં તેં દલદર અનેક જનોનાં,
પણ સાંભલ ઘડા હવે મુજ વચંનોના.

---

વરસો તક એ બાઈ તુજ ખુબીનુ દફતર,
વાંચતાં તાં આલંમમાં કુલ નારી ને નર.
ને કેફી—રંગી શરાબના શીશા મીસાલ,
જગનાં મોહોડાં રેહતાં ભરપુર ને ખુશાલ.
કંપાસના કાંટા પેરે—લખનારના હાત,
તાહરીજ ભલાઈ નોધવામાં હીલતા દીન રાત.
વખાંણેઆં તેવોએ તુજ કુટંબનાંજ કામ,
વખાંણીઉ નહી ખોટું પણ ખરૂંજ તમાંમ.

---

બુલંદ તાહરી બુનીઆદના જાહાડો સીતલ—
થી ચાહતાંતાં જગનાં લોક એ રીતનાં ફુલ,
કે ફરતા આ આકાશના અંદીઠ બનાવ—
થી દુખની હરારતમાં થાએ કોઈ ગરકાવ,
તો આપે તેવો પનાહનો છાએઓ તેને,
શંભાલે નેક દીલથી—થોડે ઈઆ ઘણે.
પણ જોઈ જેઆરે મોહબતને બદલે જાસતી,
મરવતની જગો—બેવફાઈ કુલ દીઠી.

---

ઉભાઈ તેઆરે ગંમથી કુલ દીલની નદી,
ફેલાઈ પુરી દેઆંનતની રેલની બદી.
ધોવાઈ ચાલેઆં તમામ દાનાઈનાં દફ્તર,
ડુબ્યો કુલે સંતોશ ને સબરનો જર.
હસતાં મોહડાં થાએઆં કાતેલ જેહરથી પુર,
દીપતી આંખો થઈ રંગીન લોહીથી ચકચુર.
શુખનો ગંજ લુટાએઓ બદ દગાથી,
પીતા લુટાએ પુતથી–ને પુત સગાથી.

---

નીરદોશો પર ફાવેઆ પુરા નીતીમાન,
સાહુકારો પર ફાવેઆ પીંડારી પેહેલવાન.
હાતમાનો જર માલ ચોરેઓ ધોરે દીસ,
ન **દાદાર**ની પરવા ન સરકારની રીસ.
ન દેઆંનત કે મરવત કે મરજાદા રહી,
પેટીમાંની દોલત પરના હાતમાં ગઈ.
ઉઠી તેથી ચો તરફ બુંમ ને ધભરાટ,
દુખીઓ કરેછે ફરીઆદ પર ફરીઆદ.

---

આએ ધુંમતો દરીઓ–આ ફરતો આકાશ,
ગહવાઈ દેશો તે જગના નેઆધીસની પાસ.
કે કેમ મારેચ દુખીઆંઓ હા–ઉપર હા,
પોકારેછ કેમ હરદંમ **ખોદા** ઈઆ **ખોદા**.
અફસોસ કે ફરેબના સીહા દરીઆવ,
માં ખેરખાહીની કીશતી ગઈ તમાંમ ગરકાવ!

અફસોસ કે નામ અને નેઆંમત તમાંમ,
નુ આઈઊ એકાએક ફરેબથી અંજાંમ!

---

અફસોસ કે બખતનુ પંખી નીરદોશ,
દગાની જાલમાં પડીઊછે બેહોશ!
અફસોસ કે બીન જલ ને બીન દાણે તે,
રડતું બલતું ફાંદામાં રાત–દીન તફડે!
અફસોસ કે ભીંજાએલાં પાંપણના હાત,
તાહરે આંગણે છટકાવ કરે દીન ને રાત!
અફસોસ કે રંગીલી આંખનો શુરમો,
પટકાઈ પડે તાહરાં રેહઠાંણની ધુરમો!

---

અફસોસ કે નીરાશા પણ અમુલા જાંન,
ની નહી મલે તું જેવી કોઇ નગેહબાન.
તું જોઈ લે કે નેકી ને–સફાઈની વાત,
ને શું નીસબત છે ખાલેસ લુચાઈની સાત.
તું જોઈ લે કે શેતાંની હીલા–હરકત,
ને શું છે ભલાઈ ભરી ચાલશો નીસબત.
તફાવત છે કેહવો–ને કેટલો તે જો,
તું નહી જોએ એ ચીજે.તો કોણ જોએ બીજો.

---

હરગીજ તું નો રાખતી એવી ઊમેદ,
કે દુખી થાએલા શીર નશો છુપાવશો ભેદ.
સબુરી ને કરારથી બેશાશો ગુપત,
ઇઆ આરાંમ ને ખાબમાં રહી ખાશો ગફલત.

પણ સબર—ને ખાબ અને કરાર—આરાંમ,
બીલકુલ છે એવા નરો ને હરાંમ.
સબર શું—ખુવાબ શું—ને શું છે આરાંમ,
તે એ જાતના નર ને છે અંનજાંણ તમામ.

---

વાસતે એ પુતવંતી—ધંનવંતી મા,
ઉતાર માહરી અરજ સફાઇથી દીલમા.
સોગંન તુને આપુંચ હું તાહરાં પુતના,
સોગંન તુને ખુદ તાહરાં જંન—ફરજંનના.
સોગંન તુને નેક તાહરા ભરથારના છે,
સોગંન તુને કુટંબ—પરીવારના છે.
કે હકથી—ઇનસાફથી—તું મુનસફી કર,
અગર જગથી નહી તો તે **દાદારથી ડર.**

## **ના૦ ૨૪.**

( પદ. )

એ સતવંતી—એ સકરમી—એ પરદુખભંજંન નાર રે,
અતી અદનાં આંનંદ પાંમાં, તુંથીજ પરેઆં પાર રે.
(એ સતવંતી)
પણ અવલાં વચન હમણાં બોલાએ, પીછે હસી થાએ રે,
ખુબી તમાંમ એઆંનત ગણાંએ—તેનો કરો ઉપાએ રે.
(એ સતવંતી)
જે જંન સાંભળે "મંનસુખીયા" વાત, તે હરગીજ દુખી ન થાએ રે,
ભજન ભણે જે સુભ વચનનાં, તે વઇકુંઠ ચાલેઓ જાએ રે.
(એ સતવંતી)

# ના૦ ૨૫.

## ઉપલી બીના વીસે મોટાં માએ આપેલો ઉતર.

### (સાદી કવીતા)

એ તીખી જબાંનના—એ તેજી ગનેઆનના ભાઈ!
જાનને જલાવનારા તાહારા આ સખુનોથી,
કોઈબી વસતુ વગર ગંમની દીસતી નથી.
કોઈબી ચીજમાં મહને ગમત પડતી નથી,
જાંહાં જોઉંચ તાંહાં ઉદાસી દીસે છે,
જેમ વીચારંચ તેમ નીરાસી જણાએછે.
બુરાં ફીતુરો જેહારે ભલાઓ કરે,
ભએઅંકાર દગા જેહારે સાહુકારો રમે,
તેઆરે સરદારોની હોરમત અને બુજરગોની મરવત તરફ,
દુખીઆંઓ કડવી નજરથી જોએ તેમાં અજબ શું?

---

સંતોશ તજી લોભને આડ મારગે ગીઆથી,
મુશકેલીના ફાંસા જીવની હલકમાં પેઠાછે એ ખરૂંછે.
પણ એ હાલતમાં હુલરાઈ જોઈતી નથી,
કબુલ કરૂં છેઉ કે જાંહાં ભલાઈ ને સફાઈછે.
તાંહાં ગોસપંદ પેરે ગેઆંનીઓ તાબે રેહછે,
પણ ઓલલી લુચાઇના દેખાવથી તેઓ—
નર સહીંઓ પેરે જીગરનુ લોહી પીનારા થાએછે.
મોટાઇ અને ગરૂરીની દડી આફતાબ તલક ઉડારવી,
તે સફાઇ અને નમંતાઈની ચોગાંનનુ કામ છે,
પણ એથી ઉલટા ખવાસમાં, હીનપસતી અને બદબખતીછે.

---

હકદાર હાજતમંદોની તરફ તોછડાઇથી જોવું,
તે માન અને ઈમાનની કીંમતીને ફના અને ફજેતીના
અરાબાપર અઠડાવવા બરોબર છે.
આ વેહતા વખતના ફરેબી દોરમાં,
બુનીઆદબાદાઓને સર એજ ફરજ છે કે
તોફાંનના વંમલમાં ગોતાં ખાએઆં છતાં,
ભલાઇ અને ખુબીના કીનારાની પાર ઉતરવાથી
નીરાસ નહી થવું,-સબબ કે બેઉ જગની
સલાંમતીનો સઉથી સરસ કીનારો તે-
મીતરો સથની વફાઈ ને મુદઇઓ સાથની ભલાઇછે.

---

પણ બરતી ચેરાગની મીસાલ જે લોકો-
સરકસી કરેછે-તેવોને સેવટે બલી ખાકજ થવું પડેછે.
બરગશતે તાલેના વખતમાં, ખરૂં ડાપણ,-
ધીરજ અને સમજ ભરેઓ મીજાજ રાખવામાં છે.
એ રીતનો મીજાજ એક કીમીઆગરની પેઠે-
એક ફકીરનેબી શેવટે રોજી બખશી ધંનવંત,-
અને એક દરદીને આરાંમ બખશી મધંન કરેછે.
કેઆંમતને દાહાડે તેજ બદકારોને ખરી રાહત-
મલનાર નથી, કે જેઓએ ગરીબોની કમાઇનો,-
હલાલ આટો, ઠગાઇના હરાંમ પાંણીમાં રાંધી ખાધોછે.

## ના૦ ૨૬.

### (ગજલ.)

ગંમનો આતશ જલતો રાખેચ, આ માહરાં બદંનનો જાંન,
આ કડવાં આંશુ હરદંમ ટપકેચ, તેખી તું તે ગંમથીજ જાંણ.
(ગંમનો આતશ જલતો રાખેચ)
પારધી પેરે દગાથી ખણી–બદ લોભના આતશની ચાહ,
મોરાદનો શીકાર હરદંમ તેમાં, બલી–બલી થાએચ ખુરીઆંન.
(ગંમનો આતશ જલતો રાખેચ)
ઘાતકી–જંગલી બાજો પેરે, આંખો સીવી નો રેહો અપંગ,
દાંનાઈ–દરીઆફ વાપરી આપો "મંનસુખીઆ" વચનપર કાંન.
(ગંમનો આતશ જલતો રાખેચ)

## ના૦ ૨૭.

### ( પદ )

"સુખ–દુખ મનમાં ન લાવીએ–ભવ સાથે તે ઘડઆં,
ટાલેઆં તે કોઈનાં ટલસે નહી–રબજીનાં તે જડઆં."
(શુખ–દુખ મંનમાં ન લાવીએ)
નેપોલીઅંન જેવો શાહ નહી, "યુજીન" જેની રાંણી,
ભુખાં–દુખાં હર જગે ભટકાં, ન કંઈ અંન–ન પાંણી.
(શુખ–દુખ મંનમાં ન લાવીએ)
"વીકટર" સરખી રાંણી નહી, રબજી જેનાં સવામી,
"આલબરટ" લુટેઓ જમરાએ–ભવનું દુખ તે પાંમી.
(શુખ–દુખ મંનમાં ન લાવીએ)
નરો શુખી તે જંનને જાંણ–શુધ જેનાં અંતર જાંમી,
ભણે "મંનસુખ" મોટાં માએ સંગ,–સખુન નવા ને નાંમી.
(શુખ–દુખ મંનમાં ન લાવીએ)

## મનસુખી મનાજાત અને અરજ ગુજારીના આંક પેહલલાનું સાંકળીઉં.




સફે.

નાο ૧.—ખોદાતાલાની તથા પેગંમબરની ઈઆદમાં (બેતો)............ ૩
નાο ૨.—મનાજાત, ખોદાતાલાથી મદદ ચાહવા વીશે (બેતો)............ ૪
નાο ૩.—મનાજાત, મુશકેલીનું આસાંન ચાહવા વીશે (બેતો)............ ૬
નાο ૪.—આતશની શનમુખ ઉભા રહીને ખોદાની બંદગી કરવા વીશે.... ૭
નાο ૫.—મનાજાત, ખોદાતાલાથી રેહમ ચાહવા વીશે (બેતો)........ ૮
નાο ૬.—મનાજાત, ખોદાતાલાથી ગુનાહની માંફી ચાહવા વીશે........૧૦
નાο ૭.—મનાજાત, નાંઊમેદીમાં ખોદાની કુમક ચાહવા વીશે..............૧૧
નાο ૮.—મનાજાત, ખોદાતાલાથી બખસેશ ચાહવા વીશે..................૧૨
નાο ૯.—પારસીઓનાં દોખમાંની જગાના દેખાવ પરથી ઊપજતા વીચારો..૧૩
નાο ૧૦.—દોખમાંના ડુંગર પરનાં મોટાં માંઓનો સવાલ (ગીત)........૧૮
નાο ૧૧.—દોખમાં મધેનાં મોટાં માંઓને આપેલો જવાબ ( પદ )..........૧૯
નાο ૧૨.—દોખમાં મધેનાં મોટાં માંઓને આપેલો બીજો જવાબ (પદ).....૨૦
નાο ૧૩.—મનાજાત, નવાં વરસને દીને પહઢવાની ( બેતો )..................૨૧




## આંક બીજાનું સાંકળીઉં.


નાο ૧૪.—મનાજાત, દુખનું નીવારંણ ખોદાથી ચાહવા વીશે ( બેતો )......૨૭
નાο ૧૫.—મનાજાત, ખોદાની ઈઆદથી થતી બરકત વીશે ( દોહરા )......૨૯
નાο ૧૬.—મનાજાત, ખોદાતાલાનું ઍસાંન કબુલવા વીશે (દોહરા)..........૩૦
નાο ૧૭.—મનાજાત, ખોદાની નજદીકી અને રેહમત વીશે (દોહરા)......૩૧
નાο ૧૮.—આતશનાં પહરબ વીશે ( બેતો ) ......................૩૨
નાο ૧૯.—પારસીઓને નસીહત ભરી અરજ ( ગજલ )...............૩૩
નાο ૨૦.—આએ ફાંની જીંદગી વીશે ( બેતો )......................૩૪
નાο ૨૧.—દોખમાઓની જગા પરથી ઉપજતા વીચારો ( દોહરા )...........૩૮
નાο ૨૨.—દોખમાં મધેના મોટાં માઓની નસીહત ( પદ )..................૩૯
નાο ૨૩.—મોટાં માઓને ગેઆંનીએ આપેલો જવાબ ( બેતો )..............૪૦
નાο ૨૪.—ઉપલીજ બીનાંને લગતા સખુનોનું ( પદ )........................૪૪
નાο ૨૫.—મોટાં માઓની દલગીરીના સખુંનો ( સાદી કવીતા )...........૪૫
નાο ૨૬.—દગાથી ઉપજતા ગંમ વીશે સખુનો ( ગજલ )......................૪૭
નાο ૨૭.—સુખ-દુખ કજાના લેખ મુજબજ થાએછે તે વીશે ( પદ )........૪૭


